જ્ઞાન મેળવ્યું છે તે હમારા બીજા ભાગની ચોપડીમાં ખુલાશા સાથે લખીશું.

વળી આજકાલ લોકોમાં જુઠું બોલવાનો રોગ કોલેરાની તરેહથી ફેલાઇ ગયો છે: તેમાં સાધુઓ ફકીરો અને હકીમો ઉપરાંત કેટલાક દેખાડવાની નીમાજ પઢનારા તથા પોતાને મોલવી કહેવડાવનારા કપાળે કાળા ડાગ અને હાથમાં તસબીહ એટલે માળા રાખનારા વધારે જુઠું બોલે છે અને લોકોને ખરાબ કરવામાં કાંઇ પાપ સમજતા નથી. એવાઓએ હમને પણ થાપો આપી છે અને ચક્કરે ચઢાવ્યા છે.

હીંગળો એટલે શંગરફ, સોમલ, હડતાલ, નોશાગર વગેરે ઉપધાતુઓને સંડ અને કાયમ કરવા પાછળ લોકો મચેલા જણાય છે પણ તેમ થવું યોગ્ય છે કે નહી અને થાએ તો પછી તેનું પરિણામ કેવી રીતે લાવવું તેમાં ગોથા ખાય છે. હમે એવા નુસખાઓ પણ હમારી ચોપડીમાં વખતો વખત લખીને લોકોને તેમની ઇચ્છા પુરી કરવાના સાધનો પુરા પાડીશું.

એજ પ્રમાણે રોગોના ઈલાજો માટે નુસખાઓની હકી- છે. એકજ નુસખો એક રોગના એક માણસને સારો તે બીજા બધાને પણ સારો કરશે એવો દાવો જેઓ ા હોય તે તદન ખોટું છે. જેમ એક ઘર બાંધવા સારૂ ૫૨, ઈંટ, ચુનો, રેતી, સીમેંટ, લાકડા, લોખંડ વગેરેની ર પડે છે તેજ પ્રમાણે માણસના શરીરની રચનામાં ડકા, ચામડી, માંસ, કાળજુ, ફેફસું, દીલ વગેરે સીવાય રો મસાલો તો ખીલતોનો હોય છે. યુનાની હકીમી પ્રમાણે ખીલતો ચાર છે તેમના નામ નીચે મુજબ છે.

ખુન એટલે લોહી, બલગમ એટલે કફ, સફરા એટલે પિત્ત. સોદા એટલે વાયુ, રીહ એટલે પવન પણ સાથે છે.

હવે આ મસાલાની ચીજોનું વજન બધા શરીરોમાં સરખું હોતું નથી, ઓછું વધતું હોય છે તેજ પ્રમાણે દરેક માણસનો મીજાજ પણ જુદો હોય છે.

જુઓ બધા માણસોના ચહેરાની બનાવટમાં, કપાળ, આંખો, નાક, કાન, ગાલ, હોઠ, દાંત એટલુંજ હોવા છતાં, એક બીજાનો ચહેરો મળતો નથી. તેજ પ્રમાણે મીજાજ પણ મળતો નથી. જ્યારે આ વાત દલીલ અને અનુભવથી ખરીજ ઠરી છે તો પછી એક રોગની દવા તે રોગના સર્વ રોગીઓને સારૂં કરશે એમ માનવું ભુલ ભરેલું કહેવાશે. એલોપથી એટલે ડાકટરી વિદ્યામાં દવાઓ ગરમ સર્દ હોવાનું ઘણાને પુછતાં જાણુતા નથી, એમ કહેવાયું છે. પણ ખાસ દરદો માટે ખાસ દવાઓ મુકરર કરેલી છે તેજ આપવામાં આવે છે. કિવનાઇન તાવનેજ માટે મુકરર છે. પણ બધા પ્રકારના તાવો કિવનાઇનથી સારા થતા નથી બલકે કેટલાક કેસોમાં નુકસાન થયલા સાબીત થયલા છે.

હોમ્યોપેથી પણ બીજા પ્રકારનો ડાકટરી ઈલાજ છે અને તે ઝેરી પદાર્થોથી બનાવવામાં આવે છે. તેનો એક ડોજ એટલે એક વખતની ખોરાક ઘણુાજ નહાના પ્રમાણમાં હોય છે.

વૈદ લોકો ઘણા ભાગે મારેલી ધાતુઓ તથા ઉપધાતુઓનો ઉપયોગ કરતા કહેવાય છે.

કલઈ ચાંદી સોનું મારવામાં કાચું રહે તો તે ખાવામાં નુકસાન કરતા નથી પણ ત્રાંબુ, લોખંડ, હીંગળો જો ખાખ કરવામાં એટલે મારવામાં કાચા રહે તો ઘણું નુકશાન કરે છે.

ક્રોમાપથી—પણ એક પ્રકારનો ઇલાજ છે તે સૂર્યના કિરણો પાણી વગેરેમાં લઇ તેથી રોગો દુર કરવામાં આવે છે.

મેસમેરીઝમથી—પણ ઘણા રોગો સારા થાય છે. હમે આ સર્વ બાબતો વિષે હમારા અજમાવેલા ખરા પ્રયોગો હમારી ચોપડીમાં લખતા રહીશું.

આ પહેલા ભાગમાં હમે જે નુસખા લખ્યા છે તે હમારી જાતે અજમાવેલા અને ખરા ઠરેલા તેજ લખ્યા છે અને તેવા દરેક નુસખાના છેવટમાં (મુજરરબ) શબ્દ લખ્યો છે એવા નુસખામાંનો કોઇ નુસખો બનાવતાં લખ્યા પ્રમાણે બનાવનારથી નહી બને તો તેમણે હમને મળવું અથવા લખવું તો હમે તેમના દેખતાં બનાવીને કરી બતાવીશું, તેમ કરવામાં હમે ચુકીએ અથવા નહી બનાવી શકીએ તો બનાવનારને જે ખરચ થયો હોય તેથી દસગણા પૈસા ગુન્હેગારીના આપવાને હમે બંધાઇએ છીએ, એટલી જવાબદારી માથે લઈ હમે આ પહેલા ભાગની કીમત નામનીજ ફક્ત આઠ આના રાખી છે. હમે લોકોને ફાયદો કરવાનાજ હેતુથી આ કામ કર્યું છે એવી સર્વ વાંચનારાઓની ખાત્રી થશેજ.

ડિસ્ટીલ્ડ કરેલા અર્ક અને જોશ કરી એટલે ઉકાળો કરી બનાવેલા શરબતો વધારે મુદત સુધી રહેતા નથી અને બગડી જાય છે, પણ વિલાયતી પ્રવાહી એટલે પાણી જેવી ચીજો ટિન્કચર વગેરે ઘણી લાંબી મુદત સુધી રહે છે. તેનું કારણ લાંબા વખત સુધી શોધતાં હાલમાં જણાઇ આવ્યું છે કે અંગ્રેજી તેવી દવાઓમાં આલકોહોલ અથવા સ્પીરીટની મેળવણી થાય છે અને તેથીજ તે વરસો સુધી જેવી ને

તેવીજ રહી શકે છે. મુસલમાની અને હિંદુ ધર્મ ઉપર જે લોકો કાયમ અને ચુસ્ત છે તેઓ તો એવી દવાઓનો ઉપયોગ કરવો ધર્મ વિરૂધ્ધ છે એમ જાણતાજ હશે.

હવે હમે કેટલાક કુશતાના નુસખા લખીએ છીએ. ધાતુના કુશતા એટલે ભસ્મને માઉલહયાત સાથે મેળવીને મુસમાં મુકીને અગ્નિ વડે ગાળીએ તો જે ધાતુની તે ખાખ હોય તે ધાતુ જીવતી થાય છે. એ દરેક કુશતો ખાધાથી શું ફાયદા થાય છે તે પણ દરેક ઠેકાણે લખેલું છે તે હમારા જાતી અનુભવ પ્રમાણે છે.

**કલાઇનો કુશતો**—સુકા ગોખરૂ અથવા આમલીના ઝાડની સુકી છાલ, એ બેમાંથી ગમે તે એક, ચાર સેર વજનમાં લઇ કુટીને બારીક કરવી. (એક સેર ૪૦ રૂપીઆ ભારનો સમજવો) પછી પવન વધારે નહી લાગે એવી જગ્યાએ જમીનમાં એક વેંત ઊંડો ખાડો કરી તેમાં સેર બે છાણાના કકડા કરી પાથરવા. તેની ઉપર જુના ટાટનો કકડો મુકી તેના ઉપર બારીક કરેલી છાલ એક આંગળ પાથરવી તેના ઉપર ચોખી કલાઇના પાતળા કકડા છેલી આંગળીના નખ જેવડા એક પાસે એક ગોઠવવા ફરી તેના ઉપર બીજી છાલની ભુકી પાથરવી અને તેની ઉપર કલાઇના કકડા મુકવા એ પ્રમાણે ત્રણ કે ચાર થર જમાવીને સહુથી ઉપર છાલ જમાવી તેના ઉપર ત્રણ કે ચાર સેર છાણા જમાવીને સળગાવી દેવું. ઠંડુ થયા પછી ઘણી સંભાળથી બળેલા છાણા ખસેડીને ખાખ ઊંચકી લેવી અગર કાંઈ ભાગ કાચો રહે તો તેને જુદો રાખવો બીજી વખતે કામમાં આવશે. કલાઇમાં સીસું મેળવેલી કલાઈ પણ બજારોમાં વેચાય છે તે નહી એ ચાર સેર છાલમાં આશરે ચાર તોલા ખાખ

થાય છે. આ ખાખ દર સવારે એક માશા જેટલી મલાઈ અથવા માખણમાં મેળવીને ખાઇને ઉપરથી ગરમ કરેલું દુધ ૧૪ દહાડા સુધી પીધાથી ધાતને ફાયદો થાય છે પાતળી થઇ પીશાબમાં જતી ધાત બંધ થાય છે, ભુખ લાગે છે, પાચન થાય છે. ( મુજરરબ ) આ નુસખો કલઇના નહાના કકડા કરી ખાખ કરવાનો છે અને એજ પ્રમાણે કેટલાક લોકો કરતા હશે પણ ૨૦ કે ૨૫ તોલા કલઇનો ગોલો બનાવી તેની ખાખ કરવાનું ભાગ્યેજ કોઈ જાણતો હશે. હમે તેવી ખાખ કરવાનો ઉમદા નુસખો હમારા બીજા ભાગની ચોપડીમાં જરૂર લખીને આ અજાયબ જેવી ક્રિયા પ્રગટ કરીશું.

**કલઇનો કુશતો બીજો**—એક તોલો ચોખ્ખો પારો એક કોડીઆમાં મુકો અને એક તોલા ચોખ્ખી કલઇને કોઈ કુલડી વગેરેમાં અગ્નિ વડે પીગળાવીને પારા ઉપર નાખી દો તે બન્ને મળીને એક લોચો થશે તેને ખરલમાં નાખી અર્ધા તોલાના આસરે મીઠું નાખી જરા પાણીનું છાંટૂ દઈ અર્ધા કલાક સુધી ઘુંટવું. પછી મીઠા પાણીને ગરમ કરી તેનાથી તેને ત્રણ ચાર વખત ધોઈને તે લોચા સાથે એક તોલો આંકડાનું દુધ અને અર્ધો તોલો જવખાર નાખી ઘુંટવું. જ્યારે સુકાઈ જાય ત્યારે મટોડીની કુલડીમાં મુકી કપડમિટ બે વખત કરી તે બંધ કુલડીનું કપડમિટ સુકાઈ જાય ત્યારે ચાર સેર જંગલી છાણામાં મુકી પવન વધારે નહી હોય એવી જગ્યામાં ખાડામાં ફુંકી દેવી. ઠંડું થયા પછી કુલડીમાંની દવા શીશીમાં બંધ કરી મુકવી. દર સવારે ૦ા માશા જેટલી આ દવા મલાઈ અથવા માખણમા મેળવીને ખાવી ઉપરથી ગરમ કરેલું દુધ પીવું. આ ખાખ

૧૪ દીવસ સુધી ખાધાથી ઉપલા નુસખામાં બતાવેલા ફાયદાથી ડબલ ફાયદો થાય છે. (મુજરરબ)

**નોટ**—પારામાં સીસાનો ભેલ જોવામાં આવેલો છે માટે પારાને જાડા ઘટ કપડામાં ચાલીસ વખત ગાળી કાઢવાથી અથવા જુની ઈંટની ભુખી સાથે ઘુંટવાથી તે સાફ થાય છે.

**ત્રાંબાનો કુશતો**—દસ તોલા કલઈની બે ગોળ વાટકી બનાવો તે એક વાટકી બીજી ઉપર ચઢે એવી હોવી જોઈએ પછી પાંચ તોલા ભીલામા અને પાંચ તોલા જમાલ ગોટાના મગજને સાથે વાટીને લુગદો કરો. અર્ધો લુગદો એક વાટકીમાં મુકો અને બીજો અર્ધો બીજી વાટકીમાં મુકી વચમાં એક તોલા ચોખ્ખા ત્રાંબાનું પતરૂ મુકી એક વાટકી બીજી ઉપર ચઢાવી વાટકીઓને બંધ કરી તેના ઉપર પાંચ સેર જુના કપડાં લપેટીને પવન નહી લાગે એવી જગ્યાએ એક કઢાઈ અથવા ઠીબમાં મુકી સળગાવી દો. ત્રાંબાનું પતરૂં કલદાર પૈસા જેવડું જાડું લેવું. ઠંડુ થયા પછી ત્રાંબાનું સફેદ થયલું પતરૂં લઈને શીશીમાં મુકવું. કલઈ પીગળીને જુદી મળી આવશે તે બીજા કામમાં આવશે. લોકો ત્રાંબાના ઠેકાણે કલદાર પૈસાનો ઉપયોગ કરે છે પણ એ પૈસામાં સીસા વગેરેનું ભેળ હોવાનું જણાયું છે માટે તે વિશે તપાસ કરી ચોખું ત્રાંબુ લેવું. હમે ત્રાંબાને ચોખ્ખું કરવાની રીત બીજા ભાગની ચોપડીમાં જંગાલ બનાવવાના નુસખામાં લખીશું. આ ત્રાંબાની ખાખ બે વાલથી ચાર વાલ સુધી મલાઇ અથવા માખણમાં ૧૪ દીવસ સુધી ખાઈ ઉપરથી ગરમ કરેલું દુધ પીવાથી લોહી પેદા થાય છે ભુખ લાગે છે પાચન શક્તિ વધે છે, શરીર બળ પણ વધે છે, આ ખાખ ખાધાથી કોઈ

પ્રકારનું નુકશાન થતું નથી. (મુજર્રબ)

**ફોલાદનો કુશતો**—ચોખ્ખા ફોલાદનો ભુરાદો પાંચ તોલા લઇ તેમાં એક તોલો પારો અને એક તોલો શિંગરફ એટલે હીંગળો મેળવી કુંવારપાઠાનો મગજ એટલે અંદરનો ગુદો થોડો નાખી ઘુંટવું તેની ટીકીઓ બની શકે ત્યાં સુધી ઘુંટયા પછી ટીકીઓ બનાવી કુલડીમાં મુકી કપડમિટ એ ત્રણ કરી તે સુકાય એટલે બસેર જંગલી છાણામાં પુંકી દેવું. ઠંડું થાય તો પાછુ ઘુંટી પારો, હીંગળો અને કુવાર રસ મેળવી ઘુંટવું અને ટીકીઓ બનાવી પહેલી વખત પ્રમાણે પુંકી દેવું એ પ્રમાણે ૪૦ આંચો આપવી. દર વખતે પારો તથા હીંગળો નવા લેવા. એકથી ત્રણ રત્તી સુધી આ ખાખ મલઇમાં ૧૪ દીવસ ખાઈ ઉપરથી દુધ પીધાથી મરદી વધે ઇમસાક એટલે રોકાણ થાય છે. ભુખ વધે છે ચોખ્ખું લોહી પેદા થાય છે પાચન શક્તિ તથા શરિર શક્તિ વધે છે કફનો તથા શરીરમાની ગંદી રૂતુબતનો નાશ થાય છે. (મુજર્રબ)

**નોટ**—લોખંડ અથવા પોલાદને કામમાં લેવું હોય તો તેનો ભુરાદો કરી નિમક સાથે પાણીનું છીંટું દઈ ઘુંટવું અને પછી મીઠુ પાણી ગરમ કરી નાખીને બે ત્રણ વખત ધોઈને ફરી મીઠુ નાખી ઘોંટીને ધોવું એ પ્રમાણે ત્રણ કે ચાર વખત કરવાથી શાહીનો ઘણો ભાગ નીકળી જઈ સાફ થાય છે. એ ધાતુને સાફ કરવાની બીજી તરકીબો બીજા ભાગમાં લખીશું.

**ગળાનું દુખવું**—કોઈ વખતે ગળાના અંદરના ભાગમાં ગરમીથી અથવા કોઈ બીજા કારણથી સોજો થઈ આવે છે

અથવા દરદ થાય છે તે એવો સખત દરદ થાય છે કે ખવાતું નથી અને પાણી પીતાં પણ દુઃખ થાય છે એનો ઘણો સહેલો, સસ્તો, અને રામબાણ ઈલાજ એ છે કે ખેતરમાંની કાળી ચીકણી મટોડી એક તોલો અને ખાવાનું મીઠું માસો એક પાણીમાં ઘોલીને કોઇ વાટકીમાં ગરમ કરીને ખમી શકાએ એટલું ગરમ દુખતા ભાગ ઉપર ચોપડવો તે સુકાઈ ગયા પછી કલાક બે કલાક પછી ફરી જરા ગરમ કરીને ચોપડવું એવું ચાર પાંચ વખત કર્યા પછી ધોઈ નાખવું. જરૂર દરદ નાબુદ થાય છે. (મુજરરબ)

**બળી ગયાનો ઈલાજ**—અગ્નિથી અથવા ગરમ પાણી વગેરેથી કોઈ વખતે શરીરનો કોઇ ભાગ બળી જાય છે. તેવા પ્રસંગે વખત નહી ગુમાવતાં તરત ઘઉંના લોટમાં ગુલાબજળ અને મીઠુ પાણી સરખા ભાગે મેળવી પાતળુ કરી તે લોટ, બળેલી જગ્યાએ ચોપડી દઈ તેને વારંવાર ગુલાબજળ અને પાણીથી તર રાખશો એટલે ભીજવતા રહેશો તો તરત અગ્નિ બંધ થશે અને ફોલ્લા નહી ઉઠશે અને પાકશે પણ નહી અને સારૂં થઇ જશે. વખતે ગુલાબજળ તરત નહી મળી આવે તો પાણીમાંજ લોટને ઘોલી પાતળું કરી ચોપડી દેવું. પાછળથી ગુલાબજળ મળે તો પાણી મેળવી લોટની ઉપર લગાડયા કરવું. આ ઈલાજ તરત કરવાથી બળી જવાથી જે નઠારા પરીણામ થઈ દુઃખ વેઠવું પડે છે તે ભોગવવો નહી પડશે. (મુજરરબ)

**ચામડી ફાટવાનો ઇલાજ**—શીયાળામાં વધારે ઠંડીથી અથવા શરીરમાં ખુશકીનો ભાગ વધારે હોવા વગેરે કારણોથી હાથ પગ મોહડા વગેરે જગ્યાની ચામડી ફાટીને ઘણી તક-

લીફ આપે છે અને ઘણી ઈજા ભોગવવી પડે છે તેનો તીરે હદફ ઇલાજ એ છે કે પાંચ તોલા દેશી દીવેલમાં અઢી તોલો કોકમનું તેલ અથવા કોકમનું ઘી અગ્નિ ઉપર મેળવી શીશીમાં રાખવું, રાત દિવસમાં ત્રણ ચાર વખત ફાટેલી અથવા સખત થએલી જગ્યાએ ચોપડયા કરવું. ઘણીજ જલદી ફાયદો થશે. (સુજરરબ)

**સલેખમ**—કોઈ વખતે શરદી વગેરે કારણોથી જુકામ એટલે સલેખમ થાય છે. ઘણી છીંકો આવે છે અને નાકમાંથી ઘડી ઘડી પાણી નીકળે છે અને તે સાફ કરતાં કરતાં નાક છોલાઇ જાય છે એવા પ્રસંગે ખાવામાં વપરાય છે તે અજવાન એટલે અજમો આસરે તોલો એક લઈ ત્રાંબા અથવા લોખંડના વાસણને ગરમ કરી તેના ઉપર અજમાને ગરમ કરી રેશમી કપડામાં તેની પોટલી બાંધી ઘડી ઘડી સુંઘવી ઠંડી થાય તો અજમાને ફરી ફરી ગરમ કરતા રહેવું. એ પ્રમાણે ઘણી વખત કરવાથી છીંકો બંધ થઈ નાક વહેતી બંધ થાય છે. દારચીની એટલે તજનું તેલ પણ કપાળે ચોપડવાથી ફાયદો થાય છે. એક વખત વડોદરાના મહારાજ ખંડેરાવના ભીજા વાડાવાળા બાઈ સાહેબને સવારના ૬ વાગેથી સાંજે ચાર વાગતા સુધી છીંકો આવતી હતી. નહી ખવાય કે પીવાય અને નહી વાત કરી શકાય બહુ બેચેની ગભરાટ અને ત્રાસ થએલો. ઘણા ઉપાયો કર્યા છતાં બંધ થાય નહી તે વખત એક લોંડીને કાંસકીથી વાળ ઓળવા હમે કહ્યું અને તે પ્રમાણે અર્ધા કલાક સુધી જરા દાબીને કાંસકી ફેરવવામાં આવેથી છીંકો બંધ થઇ આરામ થયલો.

**બનાવટી દુધ**—કોઈ વખતે સફરમાં અથવા એવી જગ્યાએ જવાનું થાય છે કે ત્યાં દુધ મળતું નથી તે વખતે બનાવેલો પદાર્થ દુધનું કામ પુરૂ પાડી શકે છે તેની બનાવવાની તરકીબ એવી છે કે ચોખા દુધને ઓંટાવીને માવો બનાવવો અને તેમાં સહેજ તરી રહે તે વખતે તેને તડકામાં મુકી બીલકુલ છુટું પાડીને અચ્છી તરેહ સુકવી નાખવું. પછી એક સેર વજન માવાનો હોય તો સવાશેર સાકર મેળવી વાટીને શીશીમાં ભરી રાખવું. જે વખત જરૂર પડે તે વખતે ચાના પાણીમાં અથવા સાધારણ ગરમ પાણીમાં જોઇએ તેટલું નાખી ચમચાથી હલાવવું એટલે દુધનું કામ દેશે. એવી રીતે બનાવેલો દુધ ઘણા દહાડા સુધી બગડતું નથી. (મુજરરબ)

**સરકો બનાવવાની રીત**—વધારે પાકી ગએલા અને સસતા અંગુર લઇ મોટા મોહડાના કાચના અથવા ચીનીના વાસણમાં મુકી મોહડું બંધ કરી એક દીવસ તડકામાં મુકી પછી તે અંગુરને હાથે દબાવીને તમામ રસ કાઢી લેવો અને કપડામાં નાખી ગાળી લેવો અને બાટલીઓમાં ભરી બુચ મારી તડકામાં ચાર દીવસ મુકી ફરી કપડાથી ગાળી લઇ બાટલીઓ સાફ કરી તેમાં ભરી તડકામાં મુકવું. પછી દર આઠ દીવસે કપડામાં ગાળ્યા કરવું એક મહીનામાં ઘણો તેજ અને સારો સરકો તૈયાર થાય છે. હમે એક વખત એક રૂપીઆના અંગુર લઈ તેમાંથી ચાર બાટલી સરકો તૈયાર કરેલો અને તે દરેક બાટલી રૂ. ૨॥ માટે વેચતાં રૂ. ૧૦ ઉપજેલા ચોખ્ખો અંગુરી સરકો મળતો નથી અને **દવા વગેરે માટે જરૂર પડે તે વખતે મોહ માંગી કીંમત આપી લોકો લઈ જાય છે.**

હવે ૧૦ બાટલી સરકો હોય અને કાંઇ મુખ્ય કારણના લીધે તેને એક બાટલી જેટલો બનાવવો હોય તો એક કલાઈવાળા વાસણમાં તે બધા સરકાને નાખી હલકી આંચ ઉપર મુકો જ્યારે એક બાટલી જેટલું રહે ત્યારે બંધ કરી રાખવો એ સરકો ઘણો તેજ અને જોરદાર થાય છે. ફરી એની દસ બાટલી કરવી હોય તો નવ બાટલી ડિસ્ટિલ્ડ પાણી અથવા ગરમ કરેલું પાણી મેળવ્યાથી દસ બાટલી સરકો પાછો તૈયાર થશે. (મુજરરબ)

**ખાંસી**—ખાંસી ઘણા પ્રકારની થાય છે અને ઘણા કારણોથી થાય છે. અને કોઇ કોઈ ખાંસીના રોગી તો હમારા જોવામાં એવા આવેલા છે કે દસ બાર મહીના સુધી ઘણા ઇલાજ કર્યાં છતાં સારા નહી થયલા હમારા ઈલાજથી અલ્લાહના ફજલથી ત્રણ દીવસમાં સારા થયા છે. હમે એવો દાવો કરતા નથી કે દરેક ખાંસી હમે એકજ નુસખાથી સારી કરીશું. હમારી પાસે ખાંસીના મુજરરબ નુસખા એક સોથી વધારે છે પણ તેમાંથી જે ઘણે ભાગે સહેલા અને ઉપયોગી પડી શકે છે એવા હાલ આ નીચે લખીએ છીએ. બીજા નુસખાઓ બીજા ભાગોમાં લખીશું.

જે ખાંસી સુકી હોય અને બલગમ એટલે કફ ઘણી મહેનતે નીકળતો હોય તેવી ખાંસીની દવા નીચે મુજબ સસતી છે. જેઠીમધ તોલો ૧ બાવળનું ગુંદર તોલો ૧ કડીયા ગુંદર તોલો ૧ ઘઉંનો નીસાસનો તોલો ૧ ખડીશાકર તોલો ૧II લેવા પ્રથમ જેઠીમધની લાકડીઓ નવી લઇ તેના ઉપરની છાલ છોલી નાખી ફેંકી દેવી લાકડીઓને બારીક કુટીને કપડાથી છાની લઈ તેમાંથી બરાબર એક તોલો તોલીને

લેવું તેમજ બન્ને શુંદરોને પણ જુદા જુદા કુટી કપડાથી ગાળી પુરો વજન લઇ બધી પાંચે વસ્તુઓને વાટી જરા પાણી નાખી જંગલી બોર જેવડી ગોળીઓ બનાવી છાયામાં સુકવીને બંધ રાખવી. એમાંથી એક ગોળી મોહડામાં મુકી તેનો રસ ઘોળી ઘોળીને પીવો. એક ગોળી પુરી થાય તો બીજી ચુસવી એ પ્રમાણે સવારે ઊઠીએ ત્યારથી રાત્રે સુવાના વખત સુધી આઠ દસ ગોળીઓ ચુસવી. એમ બે દીવસ કરવાથી ઘણોજ ફાયદો થાય છે. પણ દરેક ખાવાનું ખાધા પછી એક કલાક સુધી ગોળી ચુસવી નહી. ગમે તે જાતની ખાંસી હોએ તેમાં ખટાસ અને તેલનો પરહેજ કરવો એટલે કરી કરવી. (મુજરરબ)

**બલગમી ખાંસી**—જે ખાંસીમાં કફ સહેલાઇથી ઘણો નીકળતો હોય તેવી ખાંસી માટે ઉપલા નુસખામાં બતાવ્યા પ્રમાણે જેઠીમધનો સુપુફ એક તોલો લઇ અરધો તોલો કાળા મરી બારીક વાટી અને બે તોલા ખડી શાકર લઇ બધાને ઘોંટીને ગોળીઓ બનાવીને રાત્રે સુતી વખતે બે ગોળીઓ ચુસવી તેના ઉપર પાણી નહી પીવું. (મુજરરબ)

**મિર્ગાન**—કલઇ. પારો. ગંધક અને નોશાગર સરખા ભાગે લેવા પ્રથમ કલાઇ અને પારાની ગાંઠ કરવી પછી બીજી ચીજો સાથે બે ત્રણ કલાક સુધી ઘોંટીને કપડ મીટ કરેલી શીશીમાં બધી દવા ભરીને કોલસાની અગ્નિ ઉપર મુકવી. લોખંડની સળીથી શીશીના મોઢાને ખોલતાં રહેવું. કાલો ધુમાડો નીકળે ત્યાં સુધી અગ્નિ ઉપર રાખવું સફેદ ધુમાડો નીકળવા લાગે ત્યારે આંચ દુર કરી શીશીને ઠંડી થવા દેવી. આ ખાખ સોનાના રંગની થાય છે. કેહરબાઇ

ઢખણુમાં એક માણુસ એવી ખાખ બનાવી સોનાની ખાખ કહી તોલા એકના ૬૦ રૂપીઆ લઈ વેચતો હતો. હમે રૂ. ૨૫) બગાડી તેનાથી શીખ્યા છીએ. આ ખાખ બે થી ત્રણ રતી સુધી માખણુમાં ૧૪ દીવસ સુધી ખાઇ ઉપરથી દુધ પીવાથી ખાંસી અને ધાત જતી હોય તેને ફાયદો કરે છે, ભુખ પણ વધારે છે કોઈ કોઇ દમવાળાને પણ ફાયદો થએલો છે. (મુજરરબ)

**નોટ**—દમ અને ખાંસી અને ખઇ જુદા જુદા રોગો છે.

**નોટ**—આ મિરગાન શીશીમાં બનાવતાં બહુ મુશકીલ પડે છે તે બાબત ઘણા દીવસ સુધી વીચાર કરતા રહી છેવટે તે દવાને બે કોડીઆમાં બંધ કરી ૧૫ છાણા સાથે એક વખત પુંકી દીધી તો તેવીજ ખાખ થઇ હતી.

**નોટ**—આજ કાલ કેટલાકો લોકોને કહે છે કે ત્રાંબાનુ ચોખ્ખું સોનું બનાવીએ છીએ અને ભોળા મુર્ખ લોકો તેમની વાત માની લઈ તેમની પાછળ ખરાબ થાય છે હમે એવા ભોલા સાહેબોને એક નસીહત કરીએ છીએ અને તે તેમના ભલા માટે છે. તેવી સલાહ આપી કહેનારાઓને એમ કહો કે ભાઇ કોઈની કમરમાં રૂા. ૫૦૦) કે ૧૦૦૦) હોય છે તો તે કોઈને કહેતો નથી અને કેડમાં બાંધેલી રૂપીઆની હીમયાની ત્રહુ છુપાવે છે તમારા તો સીનામાં એટલે છાતીમાં લાખો રૂપીઆ કમાવવાનો હુન્નર છે તો તમે એ છુપેલો ભેદ લોકો ઉપર કેમ જાહેર કરતા ફરો છો. તમારે તો રૂા. ૫૦) ના ભાડાનું સારૂ ઘર રાખી ઊમદા પકવાન પકવનાર માણસોને નોકર રાખી ઘોડાગાડી રાખી કીમતી કપડાં બનાવી ઊમદા ખાણા ખાઇ પીને

ગાડીમાં બેસી મોજ મજા કરવાનું છતાં બીજાઓને !
પૈસો મેળવવા કેમ તૈયાર થાવ છો અને એક લુંગી બાંધી
જેવી હાલતમાં રહો છો આવી રીતની કમબખતી
કમનસીબીનું શું કારણ? પછી જો કાંઇ જુઠા કારણો બત
તો કહેવું કે જે દવા ત્રાંબા ઉપર નાખવાથી સોનુ થ
તેવી દવા અરધો તોલો સોનું થાય એટલી હમને
હમે હમારી મેળે ત્રાંબુ ગાળી તેના ઉપર નાખીશું
જો સોનુ બનશે તો તમને સોનામાં દાટી દઇશું પણ
બનશે તો ગળામાં જોડાનો હાર પહેરાવી ગધેડે બેસાડ
શહેરમાં સરઘસ ફેરવીશું.

**નોટ**—માણસને પોતાની તંદુરસ્તી જાળવવા સારૂ હમે એક નુકતો બતાવીએ છીએ એટલે દરેક માણસે ઝાડો એટલે પાખાનો કબજ નહી થાય તે ઉપર પુરતુ ધ્યાન રાખવું જોઇએ. કબજીઆત માલુમ પડે કે તરત ઝાડો લાવવાના ઊપાય લેવા જોઈએ.

**જુલ્લાબ**—સનામકઇ અને ગુલાબના ફુલનો જુલ્લાબ સારો છે. ગીરમાળાનો જુલ્લાબ ઘણોજ સારો અને શાહી જુલ્લાબ છે. એ જુલ્લાબોના નુસખાઓ હમે બીજા ભાગમાં ખુલાશેવાર લખીશું.

**કપડાને કાળો રંગવાનો નુસખો**—બાવળના ઝાડની છાલ શેર ૧ તથા પીળા હરડા શેર એક બેઉં અર્ધ કચરા . છ શેર પાણીમાં ઉકાળવા જ્યારે ત્ર શેર પાણી રહે ત્યારે કપડાથી ગાળી લઇ તેમાં પાંચ તોલ હીરાકસી ઘોળવી અને તે પાણીમાં કપડા રંગવા. રંગ પાકો થાય છે. (મુજરરબ)

 **સમાપ્ત** 